# श्री रामायणनुं महत्त्व

**प्रीति करै रामायण माहीं, तेही सम भाग्यवंत कोउ नाहीं ॥**

"રામાયણ, એ જગતમાં જેનો જોટો મળતો નથી એવો અનન્ય સાહિત્યગ્રંથ છે." —**વિવેકાનંદ**

"રામાયણથી ભારતવર્ષનો સ્વાર્થપરાયણતાનો દોષ જેટલો દૂર કરાયો છે; તેટલો કોઇ પણ નીતિવેત્તા, ધર્મવેત્તા, સમાજસુધારક, રાજપુરુષ કે રાજાથી પણ દૂર કરાયો નથી." —**બંકિમચંદ્ર**

"કાવ્યનાં બંને અંગ–કવિ અને નાયક–ની બાબતમાં રામાયણના જોટાનો કોઇ પણ ગ્રંથ કોઇ દેશમાં મળે તેમ નથી. રામચંદ્ર સમાન પ્રખર સામર્થ્યવાળો તથા ઉદાત્ત નીતિવાળો કોઇ પણ પુરુષ જગતભરના ઇતિહાસમાં દેખાતો નથી; તેમ મહર્ષિ વાલ્મીકિ અને તુલસીદાસજી જેવી દિવ્ય પ્રતિભા તથા ઉચ્ચ કલ્પનાવાળા કવિ પણ કોઇ જણાતા નથી. હોમર તથા વર્જીલના 'ઇલિયડ' તથા 'ઇનીડ' અને મિલ્ટન કવિનો 'પેરેડાઇઝ લોસ્ટ' પાશ્ચાત્યોમાં ઉત્તમ ગણાય છે; પરંતુ એ બધા ગ્રંથો કરતાં રામાયણ ગ્રંથ કેટલો બધો શ્રેષ્ઠ છે! કદાચ કોઇ કાવ્ય–શક્તિમાં હોમર વગેરેને વાલ્મીકિની બરોબરીએ બેસાડે; પણ તેઓના કાવ્યનાયકો એકિલિસ વગેરે નીતિની દૃષ્ટિએ તો રામાયણના રામચંદ્રાદિ કરતાં બહુ ઊતરતા છે. સારાંશ કે, રામાયણ માટે આર્ય લોકો જે અભિમાન ધરાવે છે તે યોગ્ય જ છે." —**ચિંતામણ વિ. વૈદ્ય**

"રામાયણ એ કહેવામાં તો એક મહારાજાનું જીવનચરિત્ર છે; પરંતુ વાસ્તવમાં તો એ ગ્રંથ આ સંસારના મળનો નાશ કરનાર અગ્નિરૂપ છે. એ અંધકારમાં પ્રકાશ, સ્ત્રીઓનો ધર્મ, પુરુષોનું પૌરુષ, બ્રાહ્મણોનું બ્રહ્મતેજ, ક્ષત્રિયોનો ક્ષાત્રધર્મ, વૈશ્યોનું ધન, શૂદ્રનો ધર્મ અને ગૃહસ્થાશ્રમી નરનારીઓનો સુખદીપક છે. એ ગ્રંથરૂપી તેજસ્વી દીપક હાથમાં રાખીને જે કોઇ તેના પ્રકાશમાં ચાલે છે તે જીવનયુદ્ધમાં કદી પણ હારવાનો નહિ." —**સંતરામ શર્મા**

"રામાયણને વાંચીને અમે કંઇકના કંઇક બની રહીએ છીએ. અમારામાં ઊંચા ઊંચા ખ્યાલ ઊપજી મનુષ્યના ભૂષણરૂપ સદ્‌ગુણો આવી હાજર થાય છે. સત્યાચરણ, પિતૃભક્તિ, પતિવ્રતાધર્મ, પતિકર્તવ્ય, પિતામાતાનો સ્નેહ, વિનય, ધીરજ, દયા–સારાંશ કે માનુષી ગુણોનું એવું કોઇ ચિત્ર નથી કે જેનું યથાર્થ રૂપ કવિએ પોતાની જાદુભરી કલમ વડે આમાં આલેખ્યું નથી." —**મિ. ગ્રિફિથ**